૩૫૮૦

# ચંદ્રહાસ ચરિત્ર નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિધ્ધ કરનાર
પટેલ ભુલદાસ વનમાળીદાસ
અસારવાળા

અમદાવાદ
માણેકચોકમાં કાગદીઓળની સામે 'અમદાવાદ
ટાઈમ્સ' પ્રેસમાં શા. કાળીદાસ
સાંકળચંદે છાપ્યાં.

સંવત ૧૯૪૫ના ફાગણવદી ૨
તા૦ ૧૯—૩—૮૯

કીંમત ૩ આના

# अर्पण पत्रिका

## રા૦ રા૦ ભાઈ નાગરદાસ રેવાશંકર.

આપ મીત્ર સબંધીમાં ઘણો ભ્રમ લો છો તથા મીત્ર મંડળોનું ભલુ ઈચ્છો છો માટે આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂ છું, તે મેહેરબાની કરી સ્વીકારશો એવી આશા છે.

## હરીગિત છંદ.

જીુગ તાત જગમાં ખ્યાત, સુખ દિન રાત કર મન કામના;
ધરિ લાત દુશમન ઘાત કર, તુ નામિ બહુ બહુ નામના;
વૈરિ વિદારણુ પાપી તારણુ, ધરા ધારણુ સુખ કરા;
કરી દાદ દીલમાં યાદ સુમતિ, નાગરને હે ઈશ્વરા;
સુશક્તિ મુજમાં કાવ્ય કરવા, ગુણુ ઉચરવા ગીતથી;
પ્રભુ આપ પ્રેરિત હોય મતિ તો, સરસ બનસે ચીત્તથી;



3७८०

# ચંદ્રહાશ ચરિત્ર નાટકનાં ગાયનો.

સુત્રધાર—ગણપતિની પ્રાર્થના.

(ઈંદ્રિસભા) રાગ.

જય જય કરજો જયપતિ, ગૌરીનંદ ગણેશ,
શુભ વાંચ્છક છો સર્વના, પીતા પવિત્ર હમેશ. ૧
ચરણની રજ શિરપર ધરૂં, પ્રીતે લાગું પાય;
જેથી જન્માંત્તર તણાં, દુષ્કૃત દુર પળાય. ૨
ગંભીર ગીરા આપશો, જન મન રંજન કાજ;
સહાય કરજો સાહ્યતા, એ માગુ મહારાજ. ૩

## પ્રવેશ ૧ લો.

કોટવાળ—કેરલ રાજાની કચેરીમાં.

ગિતી.

મહારાજાધીરાજ કેરલ, આવ્યા શત્રુ દુષ્ટ અપાર;
જો નમશે કેરલ ધીરાજા, નહીં તો કરૂં એનો સંહાર.

કેરલરાજા—

ગિતી.

કેરલ ભુપ નિરધાર હું કહાવું, સૈન બધું હવે સજાવું;
જીતિ લેવા દુષ્ટ શત્રુને, નિશ્ચે લડવા જાવું.

**કોટવાળ—રાહ ક્ષત્રી કલંક.**

શુણો કેરલદેશ ભૂપાળ, લશ્કર આવ્યું ઢુકડું.
કરો તમે તેનો સંહાર. લ૦ ૧

મારો મારો કરે છે પોકાર–લ૦
જોતા દીસે તે ભયંકાર–લ૦ ૨
જેના સહસ્ત્ર તણો નહીં પાર–લ૦
ચાલો સૈન્ય લઈ તૈયાર–લ૦ ૩
શું કહું વિસ્તારી આ વાર–લ૦
દુષ્ટે ઘેરયુ નગર બાધું સાર–લ૦ ૪
હસ્તી ઘોડા લાવ્યા આ ઠાર–લ૦
તોપુ તીર તણો નહીં પાર–લ૦ ૫
ભાલા ગુપ્તિ ને તરવાર-લ૦
હવે તત્પર ચાલો તૈયાર–લ૦ ૬

કેરલરાજા—

(મુજે છોડ ચલા બનઝરા. )

કરૂં શત્રુ તણો સંહાર, પ્રધાન થાઓને તૈયાર.
સૈન્ય સજીને જાવું, ત્યાર પછી અન્ન ખાવું;
એવું પણ મેલું આ ઠાર. પ્રધાન ૧
હું કેરલ દેશનો ભુપ, જેની કિર્તિછે અનુપ;
લડવૈયા ચાલો હુંશીઆર. પ્રધાન. ૨
જેમ પક્ષીપર બેસે બાજ, તેમ ઉડાડું આકાશ;
દુષ્ટ શત્રુનો શો ભાર. પ્રધાન. ૩
હું નિશ્ચે દુષ્ટને હણું, નવ લગાડું વાર ક્ષણું;
તમે માનજો નિરધાર. પ્રધાન. ૪



# પ્રવેશ ૨ જો.

**પ્રભાવતિ—**

( જફાવો સીતમકો સજાવાર હું. રાહ )

અરે રાજાજી મન ચીંતા ધરો,
શાને માટે સુખીઆ થઇને ફરો. ૧
જશે રાજ ને પાટ જાશે વળી,
પસ્તાશો પ્યારા મનમાં ફરી. ૨
ચલાવશો રાજ રૂડી શું રીત,
તો ચાલશે રાજ ધરીને પ્રીત. ૩
રૈયત સૌ દુખી તમારી ફરે,
અન્યાયથી સર્વે લાંચ ભરે. ૪
દુઃખી છે રૈયત અરે આ સમે,
વિચાર કરોને રાજાજી તમે. ૫
તમે તો મહારાજા મોટા ભૂપ,
ગુણ રૂપના છો ભરેલા કૂપ.
એ છે મારી શીખ નક્કીરે ખરે,
રખે કોઈ શત્રુ હુલ્લડ કરે. ૭

**કેરલરાજા—**

( ઈંદિરસભા—રાહ. )

સુણ તું પ્યારી પ્રેમદા, મારી એકજ વાત;
રાજ ચાલે છે નિતીથી, તે કહું શાક્ષાત. ૧
ચોરો લુચ્ચા લબાડીને, દેશ તણો છે દંડ;
આણ ફરે છે જ્યાં આપણી, ત્યાં કોણ કરશે ફંદ. ૨
એવું મન સમજીને, તું કરને રૂડાં કામ;
ચીંતા તો ધરવી નહીં, હૈએ રાખી હામ. ૩

## પ્રવેશ ૩.

પ્રભાવતિ—જ્યારે પોતાના સ્વામી યુદ્ધ કરવાને ગયા હતા ત્યાં તે મરણ પામ્યા તેની તેને જાણ થઈ ત્યારે પોતે પોતાના એક માસના પુત્ર ચંદ્રહાશને લઈ રણભૂમી વીશે પોતાના સ્વામી પાસે જઇને રૂદન કરે છે.

( રાહ સીતાજીના મહીનાનો ).

મારા પ્રાણનાથ મુકી, કેમ સ્વર્ગે ગયા;
હું અબળા તમારી નાર, તેને મુકીને રહ્યા. ટેક. ૧
હું આવી મળું છું આજ, સ્વર્ગ અવાસમાં;
જેથી મોક્ષ પામું આ વાર, મળું તમ સાથમાં. ૨
સ્વામી મુકી ગયા સ્વર્ગ વાસ, રહીને શું કરૂં;
સેવા કરવા સ્વામીની સાથ, સ્વર્ગમાં સંચરૂં. ૩
મુકી નીરાધાર આધાર, મારે તો એકે નથી;
થાઊં સતી પ્રભુ આ વાર, બીજું સુઝતું નથી. ૪
કહ્યું મારૂ ન માન્યું કંથ, કથન કડવાં થયાં;
માટે માન્યું નહીં મહારાજ, સ્વર્ગે સુખીઆં થયાં. ૫
ગયું રાજ વળી સર્વે તેમ, ગયું ઘરબારરે;
ઈશ્વર તમારા વિના પ્રાણાધાર, નથી આધારરે. ૬

**પ્રભાવતી—**

જ્યારે પ્રભાવતી રાણી પોતાના સ્વામીની સાથે સતી થાય છે ત્યારે પોતાના વહાલા પુત્ર (ચંદ્રહાશ) ને પોતાની ખાસ દાશી મુક્તાને સોંપે છે.

( રાહ-ઓધવજીના સંદેશાનો.)

મુક્તા બેની પ્યારા પુત્રને પાળજે, પ્રાણ થકી એ પ્યારો ચં
દ્રહાશજો;

જતન કરીને પાસે તુજ રાખજે, પ્યારા પુત્રને સોંપુ તુજને હાથજો. મુક્તા૦ ૧
આશા રાખું પ્યારી દાસી તાહરી, હેતે કરી રાખે હૈયા સાથજો.
ક્ષણું ન મુકીશ અળગો દાસી માહરી, તનથી તરછોડીશ નહીં લગારજો. મુક્તા૦ ૨

મુક્તા—

## ગિતી

હે મમ બાઈ રક્ષા કરશે, શ્રી જુગદીશ;
હું હૃદયથી અધિક, પ્યારા પુત્રને રાખીશ.



## પ્રવેશ ૪ થો

( કુતલપુર શેહેર )

ચંદ્રહાશ—ત્યારબાદ મુક્તા ચંદ્રહાશને લેઈને પોતાનું નગર છોડીને ચાલી નીકળી તે કુતલપુરમાં જઈને નિવાસ કર્યો. થોડાક દીવશે રાત્રીની વખતે મુકતાને સર્પ ડંશ કરવાથી મરણ પામી ત્યારે ચંદ્રહાશ વિલાપ કરે છે.

( રાહ જફાવો૦ )

અરે માતું મારી ઉઠો આ સમે,
પ્રભાતે થયું છે ઉઠોની તમે. ૧
મને ભૂખ લાગી અરે આ સમે,
અરે પ્યાસ લાગી ઉઠોની તમે. ૨
ઉઠો માતું ઉઠો ઉઠોની તમે,
પુત્રને દુઃખ પડયું આ સમે. ૩
લાગી પ્યાસ ને ભૂખ લાગી અરે,

ઉઠયા વિના માતું કેમ કારજ સરે. ૪
માતું ફેર આવે છે ભૂખે અરે,
નથી ઉભૂ રહેવાતુ ગુજથી અરે. ૫
અધાપી સુધી કેમ બોલ્યાં નહીં,
તજી ક્રોધને પુત્ર કહીએ સહી. ૬

ચંદ્રહાશ—પોતાની મા મરી ગઈ છે તેવું જાણીને.

(સૈયર દુઃખ શું દાખવું—એ રાહ).

માતું મરી ગઇ માહરી, હું શું કરૂં રે રહીને;
આ દુઃખ મારૂં કહેવું કોને, સર્વ વિચાર કરીને. મા૦ ૧
હે ઈશ તેં જૂદો કર્યો, હાય માતું થકીરે;
ઇશ્વર તારો આધાર છે, બીજુ કોઈ નથીરે. મા૦ ૨
માતું મારી સ્વર્ગે જઇ, હાય નિરાશ કરીને;
હું નીરપરાધી બાળને, મુકી કેમ ગઈરે. મા૦ ૩

ચંદ્રહાશ—

(મુજે છોડ ચલા બનઝારા)

પ્રભુ મરી ગઈ માતું મારી, તારી ગહન ગતી છે ન્યારી.
મારૂં હ્રદય ઈમ બહુ ફાટે, મુજ માતું મરી ગઈ તે માટે;
મારી અરજ દીન સ્વીકારી. તારી૦ ૧
હું અરજ કરૂં જોડી હાથ, મારે જાવું માતુંની સાથ;
પ્રભુ સહાય કરજો સારી. તારી૦ ૨
ઈશ્વર આશરો મારે તમારો, આ સંકટ થકી ઉગારો;
તમે દાદ દીલમાં વિચારી. તારી૦ ૩
તમે હર્ણાકંશને માર્યો, જેથી પ્રેલાદને ઉગાર્યો.
તેમ સુપક્ષ કરજો મારી. તારી૦ ૪
હે ઈશ કૃપા તું કરજે, મારી અરજ દીલમાં ધરજે;
પ્રભુ વાત લીઓને વિચારી. તારી૦ ૫

અ દ્રાક્ષાશા-

(લલીત).

કપટથી હરી કોપ શો કર્યો,
અરર ધર્મતો લેશ ના રહ્યો;
મુજ ગરીબની દાઝ ના ગણી,
ઇશ્વરા હવે મુખથી ભણી. ૧

અરર આજ આ કોપ શો થયો,
અરર લાભ સૌ આજથી ગયો;
અરર દુઃખથી લાય થાય તો,
અરર હાયરે હાય આજ તો. ૨

સુખજ સાર તો લેશ ના રહ્યો,
પુરણ દુઃખમાં આજ તો ગ્રહ્યો;
અરર સામટાં અંગમાં ખરે,
વજર બાણ તો લાગિયાં અરે. ૩

જળ વિષે પડી જીવને હણું,
નવ લગાડું હું વાર તો ક્ષણું;
પુરણ પ્રેમનું પાત્ર એ અરે,
ગુમ થઇ ગયું દ્રષ્ટીથી ખરે. ૪

અવર લોકમાં તું જવા થકી,
સુણજ વાતરે માહરી નકી;
સુખદ સામટાં સર્વ તો ગયાં,
દુઃખજ અંગમાં આવીને રહ્યાં. ૫

અરર જીવવું ધિક તો ગણું,
અરર દુઃખથી હું જ તો ભણું;
ગમત આ સમે ભાંગી સૌ પડી,
રમત રંગની દૂર જૈ ખડી. ૬

નયન નીર તો પુર જાય છે,
થરર અંગ આ આજ થાય છે;
ગુપત તાપ તો અંગમાં મળી;
હર્દમ અંગ તો જાય છે બળી. ૭
તુજ વના ફના સર્વ માનવું,
અરર શું હવે બીજું જાણવું;
વિશરતી નથી લેશ તું મને.
કયમ કરી મળું તાહરી કને. ૮
કઠણ કાળજું ફાટતું નથી.
દુ:ખજ ઉપજે સર્વ અંગથી;
ઘર વિશે મને ગોઠતું નથી;
મન વિશે કશું સુઝતું નથી. ૯



## પ્રવેશ ૫ મો.

દુષ્ટબુદ્ધિ પ્રધાન—જ્યારે દુષ્ટબુદ્ધિને બ્રાહ્મણોએ કહ્યું કે, ચંદ્રહાશ આ નગરનો [ કુતલ પુરનો. ] રાજ્યાધીકારી તથા તમારો જમાઈ થશે ત્યારે તેવું સાંભળીને દુ:ષ્ટ બુદ્ધિને ક્રોધ ચડયો ને ચદ્રહાશને મારી નાખવાનો ચંડાળોને હુકમ કરે છે.

( રાગ—પ્રભુ મેહેર કર હમ ઉપરૈ )

હે દુષ્ટ જનો તમે શું કાર્ય કરો,
મુકતાના ચંદ્રહાશનો તો સંહાર કરો. ૧
વેગે લઈ જાઓ તમે નિશ્ચેરે કરી,
રાજાજી ન જાણે તેમ ગુપ્ત તો કરી. ૨

નિશાની તો લાંવો તેના અંગની અરે,
તેનેરે દેખીને મારૂં હૃદય બળે. ૩
વિપરીત કૃત્ય થશે નક્કી આ ઠામ,
માટે તમે તેને હણો પુષ્કળ આપીશ દામ. ૪

દુષ્ટજનો— રાગ ઉપરનો.

પ્રધાનજી તમે જે વચન કહ્યું,
તે નિશ્ચે આજ અમે ચિત્તમાં લહ્યું. પ્ર. ૧
વચન ઓલંઘન નહીં કરીએ,
ત્યાર પછી નગ્રમાં પાય ધરીએ. પ્ર. ૨
ચંદ્રહાશનો વધ કરીશું આજ,
ચીંતા ધરશો નહીં સારીશું કાજ. પ્ર. ૩
રૂષેદ્રોનું વાક્ય નિષ્ફળ થશે,
નિશ્ચે આજ કાર્ય તો સારૂં થશે. પ્ર. ૪

## પ્રવેશ ૬ ઠો.

ચંદન નગરના રાજા કુલીન તથા તેની સ્ત્રી મેધાવતી ને પુત્ર નહીં હોવાથી દીલગીરી ધરે છે.

મેધાવતી—

(સૈયર દુઃખ શું દાખવું).

પુત્ર વિના સર્વે વૃથા થયું, હાય પુત્ર નથીરે;
ધીક ધીક જન્મ છે માહરો, હું કહુ છું કથીરે પુ૦ ૧
આ રાજ ને પાટ છે, વૃથા પુત્ર વિનારે;
સ્વામીનાથ ઇશનો કોપ શો થયોરે: પુ૦ ૨
હે ઈશ કૃત્ય આ તેં શું કર્યું, હાય નિરદય થઈને;

પુર્વ જન્મના પાપથી, દુઃખીઆરી રહીરે. પુ૦ ૩
રાજ સર્વે પરાધીન થશે, હવે કોઈ નથીરે;
આધાર તારો એક છે, અરજ કરૂં છું કથીરે. પુ૦ ૪

કૂલોન રાજા—

નાગનકે બચ્ચે નાગઉસે પ્યાર—એ રાહ

સુણ પ્યારી માહરી, થઈશ નહીં ઉદાશ;
ઇશ પુત્ર આપશે, થવું નહીં નિરાશ. સુણ૦ ૧
પ્રભુ જગત પાલક છે, સર્વનો આધાર;
આશા પુરણ કરશે ઈશ, આપણી આ વાર. સુણ૦ ૨
માટે પ્રીયા માહરી, ગભરા નહીં અરે;
ઇશ છે જુગદીશ, દયાળુ નક્કીરે ખરે. સુણ૦ ૩
સાચી ભક્તિ ઈશની, એ દુઃખને હણે;
ઈશ કૃપાળુ દેવ દયાળુ, જગતપતિ મળે. સુણ૦ ૪

કૂલોન-રાજા તથા તેની રાણી મેધાવતી ઈશ્વર પ્રાર્થના કરે છે.

(રાહ—એસી તકસીર નકી નીવાર માસે રૂસે કરો કયું વાર.)

કૃપાળુ દેવ કૃપા કરજે, દયાળુ દુઃખને હરજે;
અમો તમારા નિશ્ચે બાળ, પુત્રજ આપી દુઃખજ ટાળ. ૧
હવે હરી કોપ નારે કરો, સુત આપી દુઃખ હરો. ૨
સત્યતા રાખી હશે પ્રભુ, તેથી અજાણ્યો નથી તું વિભુ. ૩
વિધાત્રાનો લેખ કેમ અલ્યો, જેથી હું સુત વિના રહ્યો. ૪
નથી રહેતી હવે તો ધીર, સહાય થાઓ નકી રઘુવીર. ૫
અમો છી ભક્ત ઈશ તારા, અતિ દુઃખ તમે હરો મારાં. ૬



## પ્રવેશ ૭ મો.

કુલીન રાજા વનમાં શીકાર કરવાને જાય છે ત્યાંથી ચંદ્રહાશ મળે છે તે વખતે પરમેશ્વરની સ્તુતિ કરે છે.

**કુલીન—**

( રાગ—મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી. )

મુજ ઉપર કર્યો ઉપકાર, ઇશ તેં ભારી;
મુજ ગરીબ તણી દાદ, દીલ વીચારી. મુજ૦ ૧
તુ આદી અનાદી, વિશ્વનો આધાર;
હું બાળક તારો, નમું છું વારંવાર. મુજ૦ ૨
તેં સુદામાને ગ્રહસ્થ, કર્યો આ વાર;
હસ્તીના છોડ્યા બધ, કર્યો ઉપકાર. મુજ૦ ૩
તેમ મુજને દીધો સુત, મન વિચારી;
શિષ્ય છે દીન રેન, ચિતમાં ધારી. મુજ૦ ૪
હું સુનિતીથી ભક્તિ તારી કરૂં;
મનમાં રાખી રહેમ, કૃત્ય આચરૂં મુજ૦ ૫

---

## પ્રવેશ ૮ મો.

**કુલીન**—ચંદ્રહાશ પુત્રને પોતાને ઘેર તેડી જઈને પોતાની રાણી મેધાવતીને સોંપે છે.

( રાહ—ઈંદિરસભા ).

લે તું પ્યારી માહરી, સોંપુ તુજને બાળ;
સ્વચ્છ રીતે રાખજે, ધરી દીલમાં વહાલ. ૧
કદી ક્રોધ કરવો નહીં, રીશ ન આણી અંગ;
હેતેથી તું રાખજે, રૂડુ રાખી મંન. ૨
પુત્ર મળ્યો છે આપને, વન થકી આ વાર;
રાજ રહ્યુ છે માહરૂં, ગણી ઈશ ઉપકાર. ૩
માટે પ્રીયા સાવધી, ક્લેશ કરોને દુર;

ચીંતા તો સરવે ટળી, રહ્યું રાજનું મુળ. ૪
તેમજ નારી માહરી, જન જપે કીરતાર;
સહાય થાય તેહને, મોક્ષનો આધાર. ૫

ચંદ્રહાશ જ્યારે પુષ્ટ ઉંમરનો થયો ને પોતાના પીતા ખંડણી ભરે છે તેવી પોતાને જાણ જઇ ત્યારે પોતાના હૃદયમાં ખેદ ઉત્પન્ન થયો ને દેશ જીતવાને વિચાર કરીને પોતાના પીતા કને રજા માગવા જાય છે.

ચંદ્રહાશ—

( ક્ષત્રી કલંકનો રાહ. )

તમે સુણો પીતા પવીત્ર, પરાધીન પણે નહીં રહીયેરે.
હું ખત્રી કુલનો પુત્ર, પરાધીન પણે નહીં રહીયેરે.
જેથી વ્યાકુળ ફરે મુજ તંન પરાધીન૦
ખંડણી ભરે હોય નાદાન પરાધીન૦ ૧
માટે સૈન્ય સજુ આ વાર. પરાધીન૦ ૨
દુષ્ટ જનોના લેવું પ્રાણ. પરાધીન૦ ૩
તમે જાણો પીતા ખસુસ. પરાધીન૦ ૪
જેમ હરણપર બેસે વાઘ. પરાધીન૦ ૫
એમ અંગમાં ઉઠે છે ઝાળ. પરાધીન૦ ૬
ના કહેશો તો આણીશ મમ કાળ. પરાધીન૦ ૭
તમે જરા કરો વિચાર પરાધીન૦ ૮
હવે તત્પર થવું તૈયાર પરાધીન૦ ૯
ખુશીથી રજા દીઓને આપ. પરાધીન૦ ૧૦
જેથી યુદ્ધ કરૂં દુશ્મન સાથ. પરાધીન૦ ૧૧
હું કહુંછુ નામી નામી શીશ. પરાધીન૦ ૧૨

કુલીનરાજા—

( લેલી લેલી પોકારૂં બનમેં )

પુત્ર જવું નહીં નિરધારૂં, ઉંમર લાયક નહી આ વાર. ૧
નાની વયમાં નવ જવાય, નહીં પ્રાક્રમ તુજથી થાય. ૨
યુદ્ધ થાય નહીં મુજ પુત્ર, નવ છોડવું ઘર સુત્ર. ૩

કષ્ટ પડસે અતિશય કાય, ત્યાંતો કોઈ ન કરશે સહાય. ૪
દુઃખ વેઠવું પડશે તે તું નિશ્ચે મનમાં ધાર. ૫
માટે સમજી રહો પુત્ર ઘેર, અન્યથી કરવું નહીં વેર. ૬

**ચંદ્રહાસ—**

( એલેફ તું યાદકર એ રાહ. )

ખુશીથી રજા દીજીએ પીતાજી માહરા,
ચિંતા નવ કીજીએ છીએ પુત્ર તાહરા. ખુ૦ ૧
દુઃખ કાપશે કૃપાળુ દેવ તે ખરો;
ક્ષત્રી કુળને રે ડાઘ લાગશે ઘણો. ખુ૦ ૨
ગૌ બ્રાહ્મણની રક્ષા કરવી, એ ક્ષત્રીનો ધર્મ;
સંત સાધુને દંડીને બાંધવું ન કર્મ. ખુ૦ ૩
યુદ્ધ કાજ માહરે જવું ખસુસ આજ;
આપો રજા મુજને કહું છું શિરતાજ. ખુ૦ ૪
અમર નામ માહરૂં થશેજ દેશ વિદેશ.
ભવિષ્ય આંખીને રે વર્તવું હમેશ. ખુ૦ ૫

**કુલીનરાજા—**

( હે ચાંપરાજ હે ચાંપરાજ—રાહ ).

હે પુત્ર માહારા (૨), સુખેથકી સિધાવ,
દીલ બળે છે માહરૂં, હીંમત નથી રેતી મન. હે૦ ૧
આ ક્ષત્રી કુલમાં (૨) અવતરીઓ તું દીત્ય,
ભવિષ્ય વિચારૂં મેં નકી તું થઈશ નકી પ્રવીણ. હે૦ ૨
પણ હીંમત રાખી (૨) સાવધ થજે તર્ત્ત,
શત્રુને સંહારીને તું વેગે વળજે ઘણું. હે૦ ૩
મમ આજ્ઞાથી (૨) તું સારે સર્વે કામ,
સત્ય વચન છે માહરૂં, ધરજે ચીતમાં હામ. હે૦ ૪



## પ્રવેશ ૯ મો.

**ચંદ્રહાસ—**પોતાની માતુ કને રજા માગે છે.

( મુજે છોડ ચલા બનઝારા ) એ રાહ.

માતું રજા દીઓ વિચારી, કહો કાર્ય કરો શુભકારી—ટેક.
જા ના વચનને  કહેશો, તો શિર અમારૂં લેશો;
આ વાત દીલમાં ઉતારી. કહો૦ ૧
હું ખત્રી કુલનો તંન, તેથી અતિ બળે મુજ મંન;
નકી શત્રુંને લઉ નીહાળી. કહો૦ ૨
મેં માગી રજા મમ તાત, વળી માગુ રજા મુજ માત;
માતું અતિ થાવ ઉપકારી. કહો૦ ૩
યુદ્ધ રચવાને આજ્ઞા દેશો, શુભ કાર્ય કરો પુત્રને કહેશો;
તો સૈન્ય કરૂં તૈયારી. કહો૦ ૪
મમ માતું દયા કરશો, નહી વચન ઉરમાં ધરશો;
મારી અરજ આપ સ્વીકારી કહો૦ ૫

**મેધાવતી—**

(ભરથરી ભ્રાતા વચન વિચારીને) એ રાહ.

હે મમ બાળક (૨) તું ખોટા કરે છે વિચાર;
નાની વય છે તાહરી, તે નિશ્ચે મનમાં ધાર. હે૦ ૧
નહીં યુદ્ધ યોગ્ય (૨) તું જાણે સાક્ષાત;
રાજ ચલાવો પ્રીતથી, અતિ ધરીને ખાંત હે૦ ૨
આ શુભરાજ (૨) છે જાણો મમ વીર;
ચીંતા તો ધરવી નહીં, ધરો અતિ મન ધીર. હે૦ ૩
પણ અતિ આગ્રહ (૨) કરે છે શાને તુય;
ખેદ થકી ઉચારીને, રજા આપું છું હુંય. હે૦ ૪

---

## પ્રવેશ ૧૦ મો.

### ચંદ્રહાશનો મેહેલ.

**ચંપકમાલતી રાણી—જફાવો—રાહ.**

અરે મમ નાથ નવ યુદ્ધ યોગ્ય,
શાને માટે અમથી કરો છો વિયોગ. ૧
જશો યુદ્ધ કાજ મેલી નિરાધાર,

કહો કોનો આધાર જાણું આ વાર. ૨

વિયોગ થકી અતિ થાય દુઃખ,
આપ થકી જાણો અમને સુખ. ૩
નવ કરો આગ્રહ નાથ ઘણો,
અતિ સુખ અમારાં કેમ હણો. ૪
નહિ અહીં રહીશું, આવીશું સાથ;
આજ્ઞા કરો તવ દાસીને નાથ. ૫

ચંદ્રહાસ— રાગ ઉપરનો.
બહુ સોચ શાને કરે છે નાર,
અતિ દુઃખ યુદ્ધ તણું મન ધાર. ૧
નહીં યોગ્ય સ્થળ મળે ત્યાંહી,
વસવું પડશે વનમાં સહી. ૨
રહે મમ નાર હોંશને ધરી,
સદા માત તાતને નમન કરી. ૩

ચંપકમાલતિ—
પીયુ સાથ તમારી લેશોરે, ભરથાર ના નહીં કેહેશો.
પીયુ દાદ દીલમાં ધરશોરે, મમ પ્રાણ વેલા વળજો. મ. ૧
આપ વિના પળ એક નવ જાએ, તે નિશ્ચે ચીતમાંધરશોરે. મ. ૨
તમ દાસી અત્રે વસીને, આપજ યુદ્ધમાં લડશોરે. મ. ૩
પીયુ ક્ષત્રીવટ રાખીને, જેથી દુષ્ટ જનોને હણશોરે. મ. ૪
સ્વામી સદા રહેજો સુખેથી, વળી સૈન્યની સંભાળ લેશોરે. મ. ૫

ચંદ્રહાસ દેશ જીતીને આવે છે ને તેને રાજગાદી સોંપે છે ને સર્વે આનંદ મંગળ ગાય છે ને ત્યાંની સ્ત્રીઓ પણ હર્શમાન થઇને ગીત ગાય છે.

અતિ શોભીત પાટણ શહેર. એ રાગ.
અતિ શોભીત ચંદન શહેર, લંકા સરખુંરે;
જ્યાં રાજ કરે ચંદ્રહાસ, હૈએ હરખુંરે. ૧
શહેર ફરતા દરવાજા પાંચ, કે છઠ્ઠી બારીરે;
સર્વે હવા લેવાને જાય, સુખાકારીરે. ૨

શુભ મંદીર છે આ નગ્રમાં, રચના સારીરે;
તેના દર્શન કરવાને જાય, નર ને નારીરે. ૩
સખી આજ શુભનો દીન, રૂડી રીતેરે;
અતિ આનંદ ઓચ્છવ થાય, મંગળીક રીતેરે. ૪
આ વૃક્ષથી બની બાગ, પુષ્પો સારાંરે;
ચંપા ચમેલી જુઇ જાય, દીપે પ્યારાંરે. ૫
આ શોભીત કદળીક સ્થભ, ઓપો સારાંરે;
જેના ગુણ તણો નહીં પાર, અતિ સુધારારે. ૬
સખી ગાઓ ઉમંગે ગીત, બેની મારીરે;
જેથી અંગ ઉમંગ ન માય, સુણ સખી પ્યારીરે. ૭
જેની કાન્તિ છે મનોહર, સુંદીર સારીરે;
જેનો સફળ થયો અવતાર, પરણી નારીરે. ૮
ધન ધન છે તુજ રાજ, શોભે સારૂંરે;
તારી કીર્તી છે દેશો દેશ, શું ય વખાણુંરે. ૯

કવિ— કવિત

જેમ અધાને આંખ, રંક પામેજ મણીને;
વંઝ્યાને જેમ પૂત્ર, લે છે તે લાભ ગણીને;
શીવને વ્હાલી ગંગ, અવળી ભસ્મ જેવી;
ક્ષત્રીને વ્હાલો યુદ્ધ, વિપ્રને જનોઇ જેવી;



આ ચોપડી બનાવતી વખતે અમારા મીત્ર નાગરદાસ રેવાશંકર તથા શીવલાલ ગીરધર તથા ઓઘડ બાપુજીએ સંપુર્ણ મદદ કરી છે માટે તેમના આભારી છીએ.

## અમારા મીત્રોએ મદદ કરી છે.

| | |
|---|---|
| ૨૫—નાગરદાસ રેવાશંકર | ૨૫—માહાદેવલાલ મોહન |
| ૨૫—રાવળ ઓઘડ બાપુજી | ૨૫—મગનલાલ કેશવજી ભટ્ટ વાણુંશીટી. |
| ૨૫—શીવલાલ ગીરધર | |



## આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી મળશે.



વઢવાણ—શુકલ મગનલાલ કેશવજી ઠે૦ વાઘેશ્વરી મા
    તા પાસે

ધ્રાંગધ્રા—રાવળ હરગોવીંદ ગીરધર ઠે૦ ચકલાપામાં

ચુડા—રાવળ ઓધડ બાપુજી

ગાંફ—શુકલ શીવલાલ ગીરધર

વીરમગામ—ગ્રંથ કર્તા પાસેથી મળશે.

નાટપેટ કાગળ લેવામાં આવસે નહી

લી૦ પટેલ ભુલદાસ વનમાળી ઠે૦ દેશાઇ ફળીમાં